# આનંદની વખાર
[redacted] અને [redacted]
# સુખનો ભંડાર.

ભાગ ૧ લો.
મણકા ૧ થી ૩૨.

અનેક ઉત્તમ ધાર્મિક પુસ્તકોમાંથી
સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર—
કસ્તુરચંદ સુરચંદ મારફતીયા.

ઠે. સાબરકાંઠા–બોર્ડીંગ હાઉસ
મમ્માદેવી પોસ્ટ પાછળ
મુંબઈ. –૨

આનંદ એજ જીવન.

આનંદ વિનાનું જીવન
એ જીવન નથી પણ મૃત્યુ છે.

અખંડ સુખ તથા આનંદ
માટે
શાંતિ અને સંતોષ
ધારણ
કર.

કીંમત. ૦–૨–૦

કીંમત માત્ર ખર્ચને પુગી વળવાજ છે. એ ઉપરાંત વધારો રહેશે તો તે
ધાર્મિક કાર્યમાં એટલે જ્ઞાન પ્રચારમાંજ વપરાશે.

આનંદની વખાર છે આ, આનંદે ભરી ભરી;
એમાં પણ શીદને ભુલ્યા, લખ્યા ચિત્રીયા નજર કરી.

સુરત લીમડાચોક પરબડીમાં આવેલા "શ્રી હરિહર" પ્રીં
પ્રેસમાં લલ્લુભાઈ મગનલાલે છાપી.

વિદ્યાર્થી

અમદાવાદ

અનુક્રમણિકા





# શાંતિ ભુવન.

### આનંદ-આનંદ-આનંદ.

## આનંદ.

આનંદ એજ જીવન છે. આનંદ અને ઉત્સાહ વિનાનું જીવન એ જીવન નથી. આપણે તો આનંદોદધિના મહામત્સ્ય છીએ. તેથી વૃત્તિની પ્રતિક્ષણ ચઢતી કળાવાળા વિશુદ્ધ આનંદમાં મહા મસ્ત બનીને અનંત જીવનને સુખમય ગાળીએ એમાં આશ્ચર્ય નથી.

સુખનો મહામંત્ર.

પાનુ ૩૩.

# શાન્તિ ભુવન.

## સાચો આનંદ.

દુઃખ દેવામાં કે દુઃખ સ્હેવામાં ?

લુટવામાં કે લુટાવવામાં ?

ઠગવામાં કે ઠગાવવામાં ?

છેતરવામાં કે છેતરાવામાં ?

જમવામાં કે જમાડવામાં ?

દેખીતો આનંદ પહેલામાં લાગશે પરંતુ તે ક્ષણિક આનંદ; જ્યારે બીજામાં અખંડ આનંદ. જીંદગી ભરનો આનંદ.

આનંદ.

# શાન્તિ ભુવન.

## આનંદ.

ગુજારે જે શિરે ત્હારે,
જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ,
અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુઠી વાણી,
વિષે જો દુખ ભાસે છે;
જરાએ અંતરે આનંદ,
ના ઓછો થવા દેજે.

બાળાશંકર ઉલ્લાસરામ.

# શાન્તિ ભવન.

## જ્ઞાન-ખજાનો.

કોઠારમાં ભરી મુકેલા ખજાનાનો નાશ થાય છે. પણ મનમાં ભરેલો ખજાનો નાશ પામતો નથી. કોઈપણ વસ્તુના ખજાના લાંબા વખત સુધી ચાલતા નથી; માટે જ્ઞાન એજ ખરો ખજાનો.

ધન અને મીલકત જીંદગી સુધીનાજ છે. શરીર નાશ પામતાં એ બધું નકામું છે. જ્ઞાન જમાના સુધી ચાલે તેવી મીલકત છે. જીંદગી પછી પણ જ્ઞાનની કીર્તિ અમર છે.

અભ્યાસ વગર જ્ઞાન મળે નહિં.

શ્રી બુધ્ધોપદેશ.

પા. ૭૫

# શાન્તિ ભુવન.

## હિંસામય.

## રમત-ગમત.

નથી લાભ તૃપ્તી તોય હસવું,
સાપને મન રમત છે;
ત્યમ પીડવા નિર્દોષને,
એ જુલ્મીઓની ગમત છે.

મળે સાહ્યબી ઉંચને,
ભલું સર્વનું ચાહય;
નીચ વાઘ વરૂને મળે,
(તો) હીન પ્રાણીને ખાય.

( અજ્ઞાત )

# શાન્તિ ભુવન.

## ઉચ્ચ-શિક્ષણ.

કોઈની નિન્દા ન કરવી.

કોઈને મારવું નહિ.

ધર્મ—આજ્ઞા પ્રમાણે જીતેંદ્રિય થવું.

ખાવામાં મિતાહારી થવું.

એકાંતમાં બેસવું અને સુવું.

ઉંચ્ચ વિચારોનું ચિન્તવન કરવું.

અખંડ શાન્તિ અને આનંદ મેળવવા માટે આજ ઉંચ્ચામાં ઉંચુ શિક્ષણ છે.

શ્રી બુધ્ધોપદેશ

આનંદ. પાનું ૩૦મું.

# શાન્તિ ભુવન.

## સદ્ગુરૂ.

સદ્ગુરૂ સિવાય કે સદ્ગુરૂ સમાન આ જગતમાં કોઈ ઉપકારી નથી. આ જગતમાં શ્રી સદ્ગુરૂ થકીજ તરવાનું છે. જેઓએ અજ્ઞાનથી મીંચાયેલી આંખો ઉઘાડી શિષ્યોને દેખતા કર્યા એવા શ્રી સદ્ગુરૂ તીર્થજ છે. તેઓ જ્યાં જ્યાં વિહાર કરતાં હોય ત્યાં જઈ તેઓશ્રીનો ઉપદેશ સાંભળવો. તેઓશ્રી જે જે આજ્ઞા કરે તેને મસ્તકે ચઢાવવી. અને તે પ્રમાણે વર્તવું. પ્રાણ પડે તો પણ ગુરૂની આજ્ઞા લોપવી નહિ.

શ્રીતીર્થયાત્રાનું વિમાન.

આનંદ. પાનું ૬૦મું.

# શાન્તિ ભુવન.

## અપવિત્ર દેહનું અભિમાન.

દેહમાં શો સાર છે? ઉત્તમ ગણાતા મોઢામાં પણ આંગળી ઘાલીએ તો (એઠી) અજિઠી થાય છે. આંખને અડાડીએ તો ચીપડાવાળી થાય છે. નાકને અડાડીએ તો લીંટવાળી થાય છે. પરસેવાથી નિરંતર ગંધાયા કરતો હાડ-ચામનો દેહ ચામડાથી મઢાએલો હોવાથી તેની પર માખી મણમણતી નથી. બાકી દેહમાં સારો પદાર્થ છેજ કયાં?

વિવેકી મનુષ્યોએ આવા અપવિત્ર અને નાશવંત દેહનું અભિમાન છોડવું જોઇએ.

શ્રી મણિરત્નમાળા.

પાનું ૧૮મું.

# શાન્તિ ભુવન.

## નાશવંત ! !

જેઓને ઘેર વારંવાર માગણ લોકોની ભીડ થતી, જેઓ સોનાના પલંગમાં પોઢતા, જેઓને ઘેર ઘોડાહાથી ઝુલતા, અને જેઓને ઘેર અનેક નોકરો પેટ ભરતા એવા સમર્થ મહારાજાઓની લક્ષ્મી પણ વીજળીની પેઠે ચાલી ગઈ. જેઓ નિરંતર દુધ ચોખા ને સાકર જમતા, અતિ બળવાળા કહેવાતા, અને જેઓની સામે કોઇ ટકી શકતું નહિ એવા જુવાનોની જુવાની વીજળીની પેઠે નાશ થઇ ગઈ, જેઓ અમર રહીશું એમ જાણતા, જેઓ બીજાઓને પોતાના બુદ્ધિબળથી ડરાવતા, એવાઓનું આયુષ પણ વીજળીની પેઠે નાશ થઇ ગયું. આમ ધન, યૌવન, ને આયુષ, એ નાશવંત છે.

શ્રી મણિરત્નમાળા.

આનંદ. પા. ૨૫૧,

# શાન્તિ ભુવન.

## દયા

સર્વે ગુણોની પેદા કરનારી દયા છે. દયા વિના ધર્મ નથી. સર્વ ધર્મરૂપ વૃક્ષો દયારૂપ નદીના કાંઠે જીવી શકે છે. જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી ધર્મની માતા દયા છે. મનુષ્યે સર્વ જીવો પ્રત્યે દયા કરવી. જે જે સંસારિક કાર્યો કરવા તે દયા વૃત્તિ રાખી કરવાં. કોઈપણ જીવની હિંસા ન થાય તેવા ભાવથી કરવા. કોઇપણ પ્રાણીનું ભુંડું કરવાનો તથા તેનો નાશ કરવાનો વિચાર કરવો નહિં.

શ્રી તીર્થયાત્રાનું વિમાન.

# શાન્તિ ભુવન.

## ખરૂં દાન.

લખવું ભણવું, ચીતરવું એ આદિ જેટલી કળા કે વિદ્યા છે તે જો નિરંતરનો અભ્યાસ ન રાખ્યો હોય તો ક્રમે ક્રમે નાશ પામી જાય છે, પણ તત્વજ્ઞાનરૂપ ઉત્તમ કળા તો એક ફેરે ઉદય થઈ કે પછી ક્રમે ક્રમે વધતી જાય છે. માટે એ વિદ્યાનું દાન કરવું જેથી નિરંતર વધ્યા કરે. પૃથ્વીને અન્ન આપીએ તે જેમ વધે છે તેમ પાત્રે આપેલી વિદ્યા પણ વૃદ્ધિ પામે છે. માટે જે વૃદ્ધિ પામતી જાય તેજ સુવિદ્યા અને તેનું દાન તેજ ખરૂં દાન છે.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## ભવ-રોગ.

ભવરૂપી રોગ એવો તો મોટો છે, કે ચોરાશી લાખ પ્રાણીના અવતારનાં જન્મ-મરણનાં દુઃખ ભોગવવાં પડે છે. તેનો આ રોજ આવતો નથી. માટે તે મોટામાં મોટો રોગ છે. જેનો જન્મ મરણરૂપ સંસાર નથી ગયો તે ભલે પાલખીએ બેસે, હાથી ઘોડા પર બેસે. મહાબળવાન હોય, શરીરે પુષ્ટ હોય, પાંચશેર અન્ન પચાવતો હોય, નિરંતર મિષ્ટાન જમતો હોય, મોટામાં મનાતો હોય, ગાદી-તકીએ પડી રહેતો હોય, સુંદર શય્યામાં સૂતો હોય, અને સગાંઓ વીંટીને બેઠા હોય છતાં તે મહારોગી છે.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## જ્ઞાની-સંગ.

જે મનુષ્ય ત્યાગ કરવા લાયક શું છે તે બતાવે, જે ઠપકો આપે, અને બુદ્ધિશાળી હોય, તેવો જ્ઞાની પુરૂષ જો તમને મળે, તો, કોઈ ખાનગી ભંડાર બતાવનારની પાછળ પાછળ તમે જાઓ છો, તેમ તેને અનુસરજો. જે તેવા જ્ઞાનીને અનુસરશે તેની દશા બગડશે નહિ પણ વધારે સારી થશે.

ખરાબ કામ કરનારાને તારો મિત્ર બનાવતો ના; સદ્ગુણી અને ઉત્તમ મનુષ્યો સાથેજ મૈત્રી રાખ.

શ્રી બુદ્ધોપદેશ.

પા. ૧૪.

# શાન્તિ ભુવન.

## મન

જે પદાર્થ કે વસ્તુ ઉપર જેવી આશક્તિ મન કરે તેવો તેમાં તેને ભાવ આવે છે. જે શરીરથી ભાઈ-બ્હેનને મળવામાં આવે છે, તેજ શરીરથી પતિ-પત્નિને મળવામાં આવે છે. પરંતુ ભાઈ-બ્હેનને મળતાં વાત્સલ્ય ભાવ આવે છે, અને પતિ પત્નિને મળવાથી વિકાર ઉત્પન થાય છે. એ સર્વ મનની કલ્પના સિવાય બીજું શું છે?

સુખ કે દુઃખ મનથીજ થાય છે.

શ્રી મણિરત્નમાળા.

પા. ૭૬.

# શાન્તિ ભુવન.

## તીર્થ-ફળ

મન નિર્મલ હોય તો તેજ ઉત્તમ તીર્થ છે; પવિત્ર ક્ષેત્રો અને તીર્થોમાં ઘણા ઘણા દિવસોના અપવાસ કરીને ઉઘાડે પગે ફર્યા કરે તો પણ જો મન નિર્મલ ન હોય તો તે તીર્થ કે ક્ષેત્ર માણસને પવિત્ર કરતું નથી.

તીર્થમાં કે ક્ષેત્રોમાં ફર્યા વિના પણ જો એક ઠેકાણે કે ઘરના ખુણે બેસીને કામ ક્રોધાદિક શત્રુને જીતી શાસ્ત્ર વિચાર કરી અભ્યાસથી મનને નિર્મલ કર્યું હોય તો તે તીર્થ કર્યા જેટલું ફળ આપે છે.

પરમપદની પ્રાપ્તિ પણ મનની નિર્મલતાથીજ થાય છે.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## અજ્ઞાન

માણુસ જેટલું ધન કમાય છે, તેની મોટી ચિંતાથી કોઈ લઇ ન જાય, અથવા નાશ ન થાય, તેને માટે રાત્રિ દિવસ રક્ષા કર્યા કરે છે. પણ જે જ્ઞાનરૂપ અગણિત ધન છે તેનો ઇન્દ્રિયો-રૂપ શત્રુઓ નાશ કરે છે તે પોતાના અજ્ઞાનથી જાણી શકતો નથી.

જેમ માછલું માંસ ખાવામાં લોભાઇ ગયેલું હોવાથી લોઢાનો કાંટો દેખતું નથી તેમ સંસારના ક્ષણિક સુખમાં લોભાઈ ગયેલો માનવી પણ યમના પાશને દેખતો નથી.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## કસોટી.

ગમે તેવા કષ્ટના પ્રસંગમાં, ગમે તેવી વિપત્તીમાં અને ગમે તેવી પ્રતિકુળ સ્થીતિમાં પણ જે તેનાથી વિકળ થતો નથી અને પ્રયત્ન ચાલુ રાખીને પરમાત્માને પ્રાર્થે છે, તેને પરમાત્મા અવશ્ય મદદ આપ્યા વિના રહેતો નથી.

સુવર્ણને શુદ્ધ કરવા જેમ અગ્નિમાં તપાવવામાં આવે છે તેમ મનુષ્યની ગુપ્ત શક્તિઓને ખીલાવવા તેને દુખ આવે છે. તેથી દુખના સમયમાં વ્યાકુળ ન થતાં એ આપણી કસોટીનો પ્રસંગ જાણી આપણામાં બેવડું બળ પ્રગટ થવું જોઇએ.

કર્તવ્યમાં નિરંતર જાગૃત એજ ભાગ્યશાળી.

સુખનો મહામંત્ર. પા. ૧૫.

# શાન્તિ ભુવન.

## કાબુ

હે માનવી ! જેઓને પોતાના ઉપર કાબુ નથી, તેઓ ખરાબ સ્થીતિમાં છે, એમ માન. દુરાચરણ અને લોભને લીધે તું લાંબા વખત સુધી દુખમાં ન આવી પડે તેથી તું ચેતતો રહે.

જેણે મુસાફરી પુરી કરી છે, શોકનો ત્યાગ કર્યો છે. સર્વ બાજુએથી જે મુક્ત છે. અને જેણે સઘળાં બંધનોને ફેંકી દીધાં છે તેને માટે કોઈ પણ પ્રકારનું દુઃખ છેજ નહિ.

શ્રી બુધ્ધોપદેશ.

# શાન્તિ ભુવન.

## કલંક.

અભ્યાસ ન કરવો એ વિદ્યાનું કલંક; મરામત ન કરવી એ ઘરનું કલંક; આલસ્ય એ શરીરનું કલંક; અસાવધપણું એ ચોકી-દારનું કલંક; વ્યભિચાર એ સ્ત્રીઓનું કલંક; કંજુસાઈ એ દાતારનું કલંક; મનુષ્યને અધર્મ એ કલંક;

પણ આ બધા કરતાં મોટામાં મોટું કલંક અવિદ્યા છે. એ મળને દૂર કરો અને નિર્મળ બનો.

શ્રી બુદ્ધોપદેશ

# શાન્તિ ભુવન.

## મમતા.

મમતા છે તે દુઃખનું મૂળ છે. આ હું, આ મારૂં ઘર, આ મારૂં કુટુંબ, હું મોટો, હું પટેલ, હું કુળવાન, મારૂં ધાર્યું કેમ ન થાય, મારૂં વચન કેમ લોપાય, મારૂં આટલું માન કેમ ન રહે, એમ જે અહંકાર કરવો તે મમતા કહેવાય. એવી મમતા રાખનાર દુઃખ ભોગવે છે, અને મમત્વ ટળે છે તો મોક્ષ થતાં વાર લાગતી નથી.

यदा नाहं तदा मोक्षो यदाहं बंधनं तदा ।

જ્યારે હું અને મારૂં એવું મમત્વ નથી ત્યારે મોક્ષ; જ્યારે હું અને મારૂં એવું મમત્વ હોય ત્યારે બંધન.

શ્રી મણિરત્નમાળા.

આનંદ. પા. ૧૯૧.

# શાન્તિ ભુવન.

## અતિ લોલુપતા-તૃષ્ણા.

અનેક પ્રકારના સુખ ભોગની લોલુપતા રહયા કરે તે તૃષ્ણા કહેવાય. પોતાની પાસેનું ધન સંઘરી રાખી બીજા પાસેથી બીજું ધન માંગવું અને મુદલમાં વધારો કરવા ધંધો કરવો તેનું નામ તૃષ્ણા. અતિ તૃષ્ણાવાળો તે દરિદ્રી કહેવાય. પોતાના નિર્વાહ જેટલું પોતા પાસે હોય છતાં વધારે ભેગું કરવાને ઉંઘમાંથી ઉઠી આંખો ચોળતો સવારના પહોરમાં જે હડી કાઢે છે તેજ દરિદ્રી, તેજ મુર્ખ અને તેજ પશુ જેવો સમજવો.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## શરીર-મોહ.

આ તારો દેહ છે તે નાશવંત છે. તારા શરીરની આકૃતિ પણ નાશવંત છે. જરાવસ્થામાં તે બદલાઈ જશે, અને અંતે રાખ થઈ જશે. શરીરનો મોહ તે પારકી વસ્તુપરનો મોહ છે. યૌવન જતાં રૂપ રહેતું નથી. દેહ જર્જરિત થાય છે. મોમાંથી લાળ પડે છે. આંખે ઝાંખ વળે છે. શરીર ધ્રૂજે છે. વાળ શ્વેત થઈ જાય છે. કપાળે કરચલી પડે છે. આવા શરીરપર પ્રેમ રાખવો, તેને પંપાળ્યા કરવું, વિધવિધ પદાર્થોથી પોષવું એ મૂર્ખતા છે. અજ્ઞતા છે. વસ્તુ સ્વરૂપનું અજ્ઞાન છે.

અધ્યાત્મ કલ્પદ્રુમ.

આનંદ. પા. ૫૬-૫૭.

# શાન્તિ ભુવન.

## સાચું સુખ ક્યાં છે ?

સુખ ક્યાં ? પૈસાદારોની હવેલીમાં, રાજાના મહેલમાં, ચક્રવર્તીના આવાસમાં, ઈન્દ્રના ઈન્દ્રાસનમાં કે બે ઘોડાની ગાડીમાં ? જરા જુઓ, બહારના આડંબરમાં સુખ નથી. સુખી દેખાતાં માણસોના હૃદય સળગી જતાં હોય છે. ઘરમાં અનેક ખટપટો હોય છે અને મનમાં યુદ્ધ ચાલ્યા કરે છે. સાચું સુખ તો સંતોષમાંજ છે. ચાલુ સ્થીતિને તાબે થવામાંજ છે. ધન અસ્થિર છે. વળી વિદ્યા અને ધનને વૈર છે. જ્ઞાન વગર સુખ નથી. પૈસાદારનેજ સુખી માનવા એના જેવી બીજી મૂઢતા નથી.

અધ્યાત્મક કલ્પદ્રુમ.

આનંદ. પા. ૧૧૮. ૧૧૯.

# શાન્તિ ભુવન.

## -સાચો બહેરો-

જેઓનું મૃત્યુ આવ્યું હોય તેઓને ગમે તેટલી દવા આપે તો તે ગમતી નથી અને ગુણ પણ કરતી નથી. તેવી રીતે જેઓ સંસારના દુખ ખમવાના પાત્ર થવાના હોય તેઓને હિત વચન ગમતાંજ નથી અને કોઈ પરાણે કહે તો તેને તે ગુણ પણ કરતાં નથી. એટલા માટે જે સાચા અને હિતના વચન કે જેથી પોતાના અસંખ્ય દુખ ટળી જાય તેને નથી સાંભળતો તેજ ખરો બહેરો છે.

( શિવ ગીતા )

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## મોત.

પ્રાણને હરનારો કાળ કોઈને મેલતો નથી. જે જે નામરૂપ ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ થાય છે. મોટા મોટા મહીપતિઓ અને ક્ષુદ્ર પ્રાણીઓને મોત એકસરખી રીતે અસર કરે છે. જ્યારથી શરીરનું બીજ બંધાણું ત્યારથી તેને માથે મોતનો નિશ્ચય થઈ ચુકે છે. જન્મવાળા પદાર્થ જ્યાં સુધી ન મરે ત્યાં સુધીજ આશ્ચર્ય માનવા જેવું છે. બાકી મરે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, કેમકે મોત તો જન્મની સાથેજ જન્મેલું છે.

શ્રી મણિરત્નમાળા.

# શાન્તિ ભુવન.

## પરમાત્માની પ્રીતિ

ઉત્તમ લક્ષણવાળો, સારી બુદ્ધિવાળો, શુભ વિચારવાળો, ધીરજ અને ઉદાર વૃત્તિવાળો, દયા ધર્મ પાળનાર, લોભ વિનાનો, પ્રભુભક્તિ પર પ્રેમ રાખનાર, જાત મહેનત અને પવિત્ર રસ્તે પેદા કરી ગુજરાન ચલાવનાર, સત્ય ન્યાય, નીતિ અને સદાચારને રસ્તે ચાલનાર સદા સુખ અને આનંદમાંજ રહી શકે. અને તેજ પુરૂષ પરમાત્માની પ્રીતિ મેળવી શકે.

ગુલદસ્તે અમને અન્બીઆ

આનંદ.

# શાન્તિ ભુવન.

## મનને વશ રાખો

પોતાના મનને વશ કરવું એ સુખ મેળવવાનો સૌથી પહેલો ઉપાય છે. પછી એમાંથી અનેક ઉપાયો નીકળી આવશે. જેમ પ્રથમ એકડે એક જાણ્યા વગર પંડિત થવું મુશ્કેલ છે; જેમ પાટાપર ચઢયા વગર રેલગાડીને દોડવું મુશ્કેલ છે; તેમ પ્રથમ મનને વશ કીધા વિના સુખ મળવું મુશ્કેલ છે. માટે ઘણી જાતનાં ઉંચાં સુખો સહેલાઇથી મેળવવાં હોય, અને તેને ઘણો વખત ટકાવી રાખવાં હોય તો સૌથી પ્રથમ પોતાના મનને વશ રાખતાં શીખવું જોઇએ.

સ્વર્ગના રત્નો.

આનંદ. પા. ૧૩૬ સાર.

# શાન્તિ ભુવન.

## નિરૂત્સાહી સારા.

ગરીબ અને નિરાધાર મનુષ્યોને દુખ જુલ્મ કે ત્રાસ આપી પીડવામાં, અસત્ય અન્યાય અનીતી કે દુરાચારને માર્ગે ચાલવામાં, અન્યને જરા પણ લાભ ન કરતાં પોતાના સ્વાર્થથીજ ભરપુર કૃત્યો-કામો કરવામાં, નિર્દોષપર જુલ્મ કે અત્યાચાર કરવામાં કે સામાન્ય રીતે પ્રજા કે કોઈ પણ વ્યક્તિને નુકશાનકારક નીવડે એવા કૃત્યો કરવામાં ઉત્સાહ ન લાવતાં નિરૂત્સાહી બનવું વધારે સારૂં.

આનંદ.

# શાન્તિ ભુવન.

## ઉત્સાહી સારા.

ગરીબ અને નિરાધાર મનુષ્યોને અન્ન વસ્ત્ર વિગેરે દાન આપી તેમને પાળી પોષી રક્ષણ કરવામાં, સત્ય, ન્યાય, નીતિ અને સદાચારને સન્માર્ગે ચાલવામાં, સ્વાર્થ રહિત પરમાર્થી તેમજ પરોપકારી કૃત્યો કરવામાં, નિર્દોષોપર થતાં જુલમ કે અત્યાચારમાંથી તેમને બચાવી લેવામાં કે શુભ કૃત્યોમાં નિરૂત્સાહી ન બનતાં ઉત્સાહી બનવું વધારે સારૂં.

આનંદ.

# શાન્તિ ભુવન:

## અભિમાન

હું કરૂં આ મેં કર્યું, એ માનવી મિથ્યા બકે;
પણ ઇશની ઇચ્છા વિના, નવ પાન પણ હાલી શકે.

"હું આ કરૂં છું, મેં આ કર્યું, હું આમ કરીશ" આવા અભિમાનના શબ્દો મરજી મુજબ બકી જનાર હે નાશવંત પ્રાણી! જરા શાંત થા! અને વિચારી જો કે બળીયામાં બળીયો ગણાતો રાવણ જેવો રાજવી પણ હતો નહતો થઈ ગયો; તો પછી તારા શા ભાર છે? કે અભિમાનમાં તું અકડે છે? મદમાં મ્હાલી મસ્ત થઇ ગયો છે?

શાન્ત થા! શાન્ત થા! તું તારૂં સંભાળ!

આનંદ.

# શાન્તિ ભુવન.

## વૃથા

સુજનતા વિના સંપત્તિ વૃથા છે. બહુ બોલવાથી શૂરાતન વૃથા છે. શાન્તિ ન હોય તો જ્ઞાન વૃથા છે. વિનય ન હોય તો વિદ્વતા વૃથા છે. પાત્રને દાન અપાય નહિ તો ધન મળ્યું વૃથા છે. ક્રોધ થઈ જાય તો તપ વૃથા છે. ક્ષમા ન હોય તો મોટાઈ કે અધિકાર વૃથા છે. નિષ્કપટપણું કે નિર્મળપણું ન હોય તો ધર્માચરણ વૃથા છે, અને શીલ ન હોય તો સજનતા તથા સર્વ સ્થીતિ વૃથા છે.

શીલ એ ઉત્તમમાં ઉત્તમ ઘરેણું છે.

શ્રી મણિરત્નમાળા.

પા. ૭૪ ૭૫.

# શાન્તિ ભુવન.

## દુનિયાના જુદા જુદા સ્વરૂપ.

દુનિયા કેવા સ્વરૂપમાં દેખાય છે તે આપણી પોતાની શક્તિ ઉપર આધાર રાખે છે. આપણે હસતાં હોઇએ તો દુનિયા ખુશાલ દેખાય. આપણે શોકમાં હોઇએ તો દુનિયા રડતી દેખાય.

અંતરના આત્માના અવાજ વગર, આપણી ઉમદા શક્તિઓ મંદ પડી રહે છે. આપણામાં રહેલી એ ઝીણી ચીણગારીજ આગળ જતાં ભડકાનું રૂપ લે છે.

સાર-નેક વિચાર. પા. ૩૪૫

# અલભ્ય લાભ.

જ્ઞાનદાન એ ઉત્તમમાં ઉત્તમ દાન છે. મનુષ્યને શાંતિ, સંતોષ, સુખ. અને આનંદ આપનાર જ્ઞાન એજ ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન છે. ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન અને તેનું દાન એ તો કોઇ ભાગ્યશાળીજ કરી શકે.

**જ્ઞાન દાનના રસીક જનો માટે ખાસ લાભ.**

શાળા, પાઠશાળા, મંદિર વિગેરે જાહેર સ્થળોમાં મફત વહેંચવા માટે કોઇ ગ્રહસ્થની ઉમેદ હશે તો તેમને એક સોના રૂ. ૧૧–૮–૦ લેખે આપવામાં આવશે. સોથી ઓછી મળશે નહીં તેમજ સીલક હશે તોજ મળશે.

૫૦૦ સામટી જોઇશે, અને તૈયાર નહિં હશે તો છપાવીને પણ આપવામાં આવશે.

પત્ર વહેવારનું ઠેકાણું–

**આનંદ.**

સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ

મમ્માદેવી પોસ્ટ પાછળ

મુંબઈ.

# ખુલાસો

આજ કાલ એ ઉતાવળો [illegible] હોય છે [illegible] ધર્મ પુસ્તકોનો લાભ કોઈ બધા લઈ શકતા નથી. તેથી ગરીબમાં ગરીબ માણસ પણ તેનો લાભ લઈ શકે તે હેતુથી ઉત્તમ પુસ્તકોમાંથી ઉત્તમ લેખોનો સંગ્રહ કરી આ પુસ્તકમાં પ્રગટ કર્યો છે. આ પુસ્તક આર્થિક લાભ અર્થે નહિ, પરંતુ અખંડ સુખ અને આનંદ આપનાર શાંતિ અને સંતોષ તરફ વળી શકાય તેમ અભિમાન, ઈર્ષ્યા, નિંદા, દંભ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે છુટી વૈરાગ્ય તરફ મન વળે તે ખાતરજ છપાવાય છે.

ચોપડી જોતાંજ કીંમત નજીવી લાગશે. આવા ઉત્તમ લેખોની અનેક માળાઓ ૩૨-૩૨ મણકાની હવે પછી બહાર પડશે. ચાલુ માળાઓનો સંગ્રહ કરી રાખનાર ઘણી નજીવી કીંમતમાં ઉત્તમ જ્ઞાનનો મોટો ખજાનો મેળવી શકશે.

તમામ, લેખોના વારંવારના વાંચનથી તથા ધીમે ધીમે તેને આચારમાં મુકતા જવાથી દરેક મનુષ્ય પરમેશ્વર અખંડ આનંદ તથા અખંડ સુખ [illegible] શકશે.

લી. [illegible]